

સાહિત્યમાળા પુષ્પ ત્રીજું.

# કવિ-વાણી.

## (દલપતરામ).

ભાગ ૧ લો.



ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશવિદેશ ગુર્જર ગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભૂએજ અર્પણ કરો, એ આશ પ્રેમીતણી.

---

પ્રકાશક.
શ્રી વીલે પારલે સાહિત્ય સભા તરફથી,
મંત્રી ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ.

(પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦)

મૂલ્ય ૦-૩-૬.



સાહિત્યમાળા પુષ્પ ત્રીજું.

# કવિ-વાણી.

## (દલપતરામ).



ભાષા ગુર્જરી આર્યાવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશવિદેશ ગુર્જર ગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભૂએજ અર્પણ કરો, એ આશ પ્રેમીતણી.



પ્રકાશક,

**શ્રી વીલે પારલે સાહિત્ય સભા તર્ફથી,**

**મંત્રી ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ.**



(પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦)

મૂલ્ય ૦—૩—૬.

ૐ

# પ્રકાશક તરફથી.

પરમ કૃપાનિધાનની સહાયથી સાહિત્ય માળાનું આ ત્રીજું પુષ્પ ગુર્જર વાચકવૃન્દ સન્મુખ રજુ કરવા આ સાહિત્ય સભા સમર્થ થઈ છે. ગુજરાતી કાવ્ય સંગ્રહો તો ઘણાય છે છતાંયે આ ચુંટણીની શી જરૂર હતી? મુંબાઇની રાષ્ટ્રીય શાળાના ગુજરાતી પાંચમા ધોરણ માટે પદ્ય-પાઠ્ય પુસ્તક તૈયાર કરવાનું અમે શિરપર લીધું હતું તેથી માળામાં એક ફુલ વધુ પરોવાય છે. અમારૂં તો એવું માનવું છે કે દરેકે દરેક કવિનાં સરસમાં સરસ કાવ્યો વિદ્યાર્થી આગળ મૂકાવાં જોઈએ કે જેથી તેઓનો સ્વભાષા પ્રત્યે ભાવ વધે અને સ્વભાષાના ઉત્કર્ષ માટે સતત પ્રયાસ કરવાનું તેઓને મન થાય. આ સંગ્રહમાં મુખ્યત્વે કવીશ્વર દલપતરામનાં કાવ્યોની વાનગી છે. નવનવા વિષયોનું બાળકોને જ્ઞાન થાય, તેમની રસવૃત્તિ પોષાય, કંટાળો ન ઉપજે, ખર્ચ ઓછું થાય, તથા વિદ્યાર્થી સિવાયના અન્ય વર્ગને પણ આમાંથી લાભ મળે ઇત્યાદિ બાબતો પર બનતું ધ્યાન રાખી આ સભા તરફથી રા. મોતીરામ નરહરિશંકર શુક્લ, રા. ચુનીલાલ ભાઇશંકર મહેતા તથા મંત્રીએ આ સંગ્રહ (ટુંક મુદતમાં) તૈયાર કર્યો છે. કવીશ્વર દલપતરામનું સંક્ષિપ્ત જીવન પણ આલેખવામાં આવ્યું છે.

ઉપર નિર્દેશ્યા પ્રમાણે મુંબાઇની રાષ્ટ્રીય શાળાએ આ "કવિ-વાણી" ને પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારી છે; અને બીજી શાળાઓ પણ તેવોજ આવકાર આપી ઉછરતી આ સાહિત્ય સભાને ઉત્તેજિત કરશે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ દલપતરામનાં ચુંટેલાં આ કાવ્યો પ્રકાશિત કરવાની અમને રજા આપી સોસાઇટીના સંસ્થાપકને માન

આપ્યું છે અને આ ઉગતી સભાને ઉપકૃત કરી છે. આ પુષ્પના પરિમલ પ્રસારના કામમાં આર્થિક સહાય દેનારને અમે નથી વિસરી શકતા.

પાઠકગણુ પ્રત્યે સદૈવ અમે એવીજ પ્રાર્થના કરીએ છીએ કે આ કાર્યમાં જે જે ત્રુટીઓ આપને જણાતી હોય તે તે અમને લખી મોકલવા કૃપા કરશોજી. પુનરાવૃત્તિમાં એ દોષો ન રહે એવી જરૂર અમે કાળજી રાખીશું સર્વને સંબોધ્યા અને હવે સરસ્વતી સ્તવન

(શાર્દૂલવિક્રીડિત.)

ઉભેલાં તુજ દ્વાર માત સહુએ, હેતે કરી વંદીએ,
દેજે દર્શન દિવ્ય માત અમને, પ્રીતે અમે યાચીએ;
સ્વીકાર્યું શુભ કામ હોંશ થકી તો તારા વિના શું થશે?
આપી બુદ્ધિ વિશાળ શુદ્ધ બમણી, ઉદ્ધારજે દાસને.

અસ્તુ.

૪૧, વેસ્ટ, વીલે પારલે,
અક્ષયતૃતીયા.
તા૦ ૨૦-૪-૨૭.

લિ૦ સેવક,
ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ,
મંત્રી,
શ્રી વીલે પારલે સાહિત્ય સભા.

ૐ

# દલપતરામ.

વઢવાણમાં સંવત ૧૮૭૬ ના મહા શુદી આઠમને દિને (સને ૧૮૨૦) કવિ દલપતરામનો જન્મ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ ડાહ્યાભાઈ અને તેમની માતાનું નામ રતનબાઈ હતું. નાનપણથીજ તેમને ભણવાનો શોખ હતો. સંસ્કૃત શ્લોકો ગોખવામાં અને તેનો સમયાનુસાર ઉપયોગ કરવામાં તેઓ કુશળ હતા. પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય એ ન્યાયે તેમના અડોશીપડોશીએ તેમને વિષે ઉંચી આશા રાખી હતી કે જે દલપતરામે આગળ જતાં પુરી કરી બતાવી. ઉખાણાના ઉત્તર વાળવામાં તેમનું મગજ સારૂં કામ કરતું હતું અને તે પણ કવિતામાં. તેમને કવિ શામળભટ્ટ વાંચવો બહુજ ગમતો હશે, કારણ કે એમની કૃતિઓમાં તે પ્રેમયુગના શામળની છાયા છે. તેર ચૌદ વર્ષની વયે તેમણે છપ્પા, ચોપાઈ તથા દોહરામાં વાર્તા લખવાની શુરૂ કરી હતી.

**મૂળીમાં** ઉત્સવ પ્રસંગે તેઓ ગયા હતા; ત્યાં સ્વામીનારાયણ પંથના ઉપદેશોએ તેમના પર સચોટ અસર કરી હતી. સામવેદી દલપતરામ સ્વામીનારાયણના અનુયાયી તરીકે વઢવાણ પાછા વળ્યા. મૂળીમાં દેવાનન્દ સ્વામી કવિ તરીકે જીવન ગાળતા હતા. આ ગુરૂ પાસેથી આ ચરિત્રનાયકે કવિતાનો અભ્યાસ કર્યો અને ગુરૂ કૃપાથી તથા શક્તિ વિકાસથી તેઓ પ્રસિદ્ધિમાં આવવા લાગ્યા.

કચ્છના વાગડ પરગણામાં લોદરાણી ગામમાં કવિનું સાસરૂં હતું. પોતાનાં પત્નીને તેડવા જતાં રસ્તાનાં ગામડામાં તેમને સારો આવકાર મળતો ત્યાં પોતે સ્વકૃતિ ગાઇ સંભળાવતા અને લોકોનાં હૃદય આનંદિત કરતા. જ્યાં સુધી કોઈ રાજા એની મેળે રાજી થઈ પોતાને (કવિને)

બોલાવે નહિ અને કવિપદ આપે નહિ ત્યાં સુધી કવિ તરીકે બહાર ન પડવું એવો ટેક પુરાણી અને નવીન શૈલીના સાંધનાર દલપતરામે ધાર્યો હતો. એ સમય પણ આવી લાગ્યો. ધ્રાંગધ્રાના રાજા રણમલસિંહજી કવિની તાત્કાલિક સુંદર કૃતિથી રાજી થયા અને તેમને પાઘડી અને શાલ અર્પી કવિપદ બક્ષ્યું. નસીબ જોર કરે ત્યારે એક સાથે. અમદાવાદમાં સ્વામીનારાયણની ગાદીના આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજીએ આ પહેલાંજ મૂળીમાં તેમને પાઘડી શાલ આપી કવિપદ સોંપ્યું હતું. આમ કવિ ધીમે ધીમે પોતાની રસિક રસના થકી તથા તાત્કાલિક કાવ્ય બનાવવાની અપૂર્વ શક્તિ થકી ખ્યાતિ પામવા લાગ્યા.

અમદાવાદના મદદનીશ ન્યાયાધીશ મી૦ ફૉર્બસને ગુજરાતી કવિતા બહુ પસંદ પડતી તેથી કવિને પોતાને ત્યાં બોલાવ્યા. કવિએ ઇશ્વરદત્ત શક્તિ વડે આ સાહેબને મોહ પમાડી દીધા. "ફૉર્બસ વિલાસ" તથા "વિરહ" આ સાહેબ સાથેની મૈત્રીનું પરિણામ છે. સને ૧૮૮૫ માં કવિને સી. આઇ. ઇ. ની ઉપાધિ સરકાર તર્ફથી આપવામાં આવી, અને કવીશ્વર કહેવાવા લાગ્યા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જે અમદાવાદમાં છે તેના સ્થાપક અને પહેલા મંત્રી એ આપણા કવીશ્વર. આ સંસ્થાને અંગે નીકળતા "બુદ્ધિપ્રકાશ" નામક માસિકના તંત્રી તરીકે પણ તેઓએ ઠેઠ લગણ કામ કર્યું. આમ ગુજરાતની સેવા બજાવતા બજાવતા સને ૧૮૯૮ માં સ્વર્ગપંથે સંચર્યા. હાલમાં પ્રસિદ્ધિ પામેલા તેમના પુત્ર ન્હાનાલાલ કવિ પિતા જેવું કામ કરી રહ્યા છે.

કવીશ્વર દલપતરામની કવિતા "દલપત કાવ્ય ભા. ૧ તથા ૨" માં સંગ્રહાયેલ છે. તેમણે ઇનામી નિબંધો લખવામાં પણ કચાશ રાખી નથી અને ઘણાંય ઇનામો મેળવ્યાં હતાં. અંગ્રેજી ભાષા તેઓ ભણ્યા ન હતા. ગુજરાતી ભાષા ઉપરના તેમના કાબુ વિષે તો શું લખવું ? હિંદી ભાષા પણ તેમને આવડતી હતી. સરળ તેમજ ભાવવાહી, રસાલંકારથી ભરપૂર એવી તેમની શૈલી આબાલવૃદ્ધને મુગ્ધ કરે છે. બાળકના જે કવિ તે સર્વના કવિ થઈ શકે છે. હાલના જમાનામાં તેમની કવિતા બહુજ

સાદી લાગે છે પણ એમનાં અમુક કાવ્યો તો જેટલી વાર વધુ વાંચીએ તેટલો વિશેષ આનંદ આપણને મળે છે. જે સમયે લોકોપર અજ્ઞાનનું જોર હતું, ખોટા વહેમનો અને નકામા રીતરિવાજનો કેર વર્તાતો હતો તે સમામાં પણ કવીશ્વર સમાજને શિક્ષા દેવા ચૂક્યા ન હતા. આવી રીતે તેઓ એક ખરા સંસારસુધારક તરીકે પણ નામના મેળવી ગયા છે. આવા ચૂસ્ત ગુર્જર ગિરાના ઉપાસકની કદર ગુજરાત નહિ કરે કે ! શુદ્ધ હૃદયની સત્તા સમાજપર કેટલી ગાઢ હોય છે તેનું તાદૃશ્ય દૃષ્ટાંત એ આપણા દલપતરામ.

ઉપસંહારમાં દલપતરામ વિષે સ્વ. નવલરામ લક્ષ્મીરામ, ગુજરાતના સમર્થ વિવેચક શું કહે છે જોઇએ:--

" દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈભરી અને સભારંજની છે. એ (કવિ) નવે રસમાં પ્રસંગોપાત વિચરે છે, પણ શાંતિ અને વિવેકની સાથે. વ્યવહારની મર્યાદા એજ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઇ પણ રસની મસ્તિ, એ આ કવિતાને મન ગાંડાઈ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો, એ દલપત શૈલીને વધારે રૂચિકર છે. દલપતરામની સદા ચોટ સભાનાં મનરંજન કરવા ઉપરજ રહેલી હોય છે, અને તેમાં તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે, તે જોવાની શક્તિ આ કવિતામાં છે."

---

વિલે પાર્લે અથવા "વીરનાં પારણાં" એ મુંબઇમાં આજે થોડાં વર્ષ થયાં ઉત્તમ પ્રકારની સાહિત્યસેવા બજાવવાનો પ્રયાસ કર્યો છે. ગૂજરાતના કવિઓ અને લેખકોની જયંતીઓ ઉજવવાના, તેમની કૃતિઓનો અભ્યાસ કરવા વર્ગ ઉઘાડેલા હોવાના, અનેક પર્વણીઓ રસિક રીતે ઉજવી બતાવવાના પ્રસંગોનું વારંવાર વર્તમાનપત્રો-દ્વારા આપણા જાણવામાં આવે છે. અને એ સેવાને માટે આપણે જરૂર વિલે પાર્લેનાં ઉત્સાહી જનોના તરફ ઉપકારવૃત્તિ દર્શાવવી જ જોઇએ.

મુંબઇની રાષ્ટ્રીય શાળા ઉઘડી ત્યારે વિલે પાર્લેએ મુંબઇને તેના આચાર્યની અને બીજા પાંચ શિક્ષકોની તથા યથાશક્તિ વિદ્યાર્થીઓની ભેટ કરી અને આ વર્ષ જ્યારે વિદ્યાર્થીઓ તથા તેમનાં માતાપિતાઓ "કંઇ નવીન" અને "કંઇ ગૂજરાતી" ની બૂમ મારી રહ્યાં હતાં તથા ધનિક વેપારીઓ અમારી અમૂક ચોપડી ન ખપે અગર નકામી થઈ જાય એવો ભય બતાવી રહ્યા હતા તે વખતે પણ બાલકોના મન રાખવા માટે વિલે પાર્લેની સાહિત્ય સભા તૈયાર થઈ. આ સેવા કેમ ભૂલાય ? સેવા તો ઘણા કરે છે પણ "ટાંકણે"—ખરી અણીને વખતે જે સેવા થઈ હોય તેનું મૂલ્ય જ થઇ શકતું નથી. વિદ્યાર્થીઓની તરસ છિપતી નહોતી તેને રણવગડામાં પાણી પાવાની પરબ બાંધી આપવા માટે એ સભાનો ઉપકાર જરૂર માનવો જોઇએ.

કવીશ્વર દલપતરામ, નર્મદાશંકર, શામળ અને આધુનિક કવિઓ તથા તેમના અનુયાયીઓમાંથી ચૂંટેલાં પુષ્પ અને કવિશિરોમણી પ્રેમાનન્દના રત્નાગારનાં રત્નો બાલકોને સુગમ્ય કરી એ સભાએ જે સેવા બજાવેલી છે તે સેવાની કદર ગૂજરાતની બીજી સંસ્થાઓ પણ જરૂર બૂઝશે એવી મારી તેમને પ્રાર્થના છે.

૮-૫-૨૨.

**ઉછરંગરાય કેશવરાય ઓઝા.**

**આચાર્ય, રાષ્ટ્રીય શાળા, મુંબઇ.**

# કવિ-વાણી



## ઇશ્વર સ્તવન.

(શાર્દૂલવિક્રીડિત)

વંદું શ્રી સુખસિંધુ વિશ્વપતિને હું ભક્તિભાવે ભજી,
જેણે સુંદર શુદ્ધિ બુદ્ધિ બળથી સાક્ષાત સૃષ્ટિ સજી;
પાણી પૃથ્વી વનસ્પતિ સ્ત્રી પુરુષો સર્જ્યાં પશુ પ્રાણીને,
સૌથી બુદ્ધિ વિશેષતા મનુષ્યને આપી કૃપા આણીને.

---

## ભાષા પ્રીતિ.

(ઇંદ્રવિજય)

આવ ગિરા ગુજરાતી તને,
અતિ શોભિત હું શણગાર સજાવું;
જાણની પાસ વખાણ કરાવું,
ગુણીજનમાં તુજ કીર્તિ ગજાવું;
ભારત વર્ષ વિષે બીજી ભારતી,
માનવતી તણું માન તજાવું;
દેશ વિષે દલપત્ત કહે,
ભભકો તુજ જો ભલી ભાત ભજાવું.

---

## સૂર્યોદય.

( ઉપજાતિ )

આવ્યો કૂદી ત્યાં રવિ દેવ એમ, કૂદી ઉઠે કેસરી સિંહ જેમ;
તે બિંબમાં બિંબ સમાઇ જાય, આદર્શ જોતાં છબી એક થાય.

જ્યાં બિંબમાં સૂરજ આવી પેઠો, તે જેમ સિંહાસન ભૂપ બેઠો;
દશે દિશામાં કિરણો ચલાવ્યાં, સંગ્રામમાં લશ્કર શું સિધાવ્યાં.

રંગે દીસે છે રવિ દેવ રાતો, જાણે થયો છે ધરી ક્રોધ તાતો;
અંધેર આ લોકનું ટાળવાને, આવ્યો પ્રતાપી નૃપ પાળવાને.

જનો ઉચ્ચારે જયકાર વાણી, કરે પ્રણામો ઉર પ્રેમ આણી;
ગણે ગુરૂને પ્રભુ તુલ્ય જેમ, ગણે રવિને નિજ ઇષ્ટ એમ.

મહી રૂપી મૃન્મય કોડીયું છે, દિવેલ જાણે જલ આ ભર્યું છે;
દિવાસળી લગ્ન સરૂપી લાગી, જાણે રવિ દિપક જોત જાગી.

મહીથકી દ્વાદશ લક્ષ મોટો, તથાપી દીસે રવિ છેક છોટો;
એ જાણીને એમ વિચાર આવે, મોટાઇ મોટા કદી ના જણાવે.

છે મૈલ ભાનુ નવ કોટિ દૂર, તથાપી તેનું પ્રસરાય નૂર;
જેને પ્રભુ પૂર્ણ પ્રતાપ આપે, તે રાયનું રાજ્ય વિશેષ વ્યાપે.

પ્રકાશ વેગે અતિ દોડી આવે, સેનાપતિ જેમ ચમૂ ચલાવે;
મિનિટમાં મૈલ ઘણા કપાય, જે લાખને છાશી હજાર જાય.

---

## વનનો દેખાવ.

(ઉપજાતિ)

ગાયો ચરી ગામ ભણી વળે છે, જુદી પડેલી સમૂહે મળે છે;
ઘણી નદીઓ મળી એક રાહ, જાણે થયો જાહ્નવીનો પ્રવાહ.

ગોવાળ ગાયો ધણ ઘેરી લાવ્યો, ભાળી ભલો સૌ જન ચિત્ત ભાવ્યો;
ભગીરથે જેમ ધરી ઉમંગ, કૈલાસથી આણી પવિત્ર ગંગ.

ગાયો તણા વેગથી ખૂબ ખેહ, ઉંચી ચઢી ઉડી જણાય જેહ;
ઉચારવા દુ:ખ વિચાર લાવી, જાણે ધરિત્રી સ્વર્ગે સિધાવી.

ગોવાળીયા વાંસળીઓ બજાવે, સુણી ભલા સૌજન ચિત્ત ભાવે;
જાણે ચડ્યો છે ઘન એમ જાણી, વદે મધુરે સ્વર મોર વાણી.

ઉંચે સ્વરે ગોપ દુહા ઉચારે, પરસ્પરે વાદ કરી પ્રચારે;
તે જેમ મલ્લો લડતા અખાડે, પ્રચારતા બે બહુ બૂમ પાડે.

અજાતણાં વૃંદ દીઠાં પછી બે, બધાં ઉચારે મુખ શબ્દ બે બે;
જાણે થશે ભાવિક તે ભણે છે, અંતે જીવોની ગતિ ઠામ બે છે.

ગોવાળીએ ડાંગ ખભે ધરી છે, એ ઉપમા તો કવિ કોઈ પ્રીછે;
જાણે કપિએ પુછ ઉંચું કીધું, કૂદી જવાને દિલ કાંઈ દીધું.

ગાયો કરે છે પુરમાં પ્રવેશ, છૂટી પડી વેગ કદી વિશેષ;
સહસ્ર ધારો થઈ જેમ ગંગ, કરે જઈ સાગરનો પ્રસંગ.

ખેડુ જનો ખેતરથી વળે છે, ત્યાં આખલા આગળ ઉચ્છળે છે;
તે જેમ સૌનાં સુખ દુ:ખ ટાણે, ઉન્મત્ત તો ચિત્ત કશું ન આણે.

ખરા ચઢાવી પગ ચાલનારા, ભલા ધર્યા છે શિર ઘાસ ભારા;
કેવા દીસે સંચરતા સહુ તે, જાણે ધર્યા પર્વત રામદૂતે.

દંતાળી ખાંધે ધરી ખેડુ કોઇ, કવિ કરે તર્ક વિતર્ક જોઈ;
ધરા રૂપી સ્રી તણી કાંશકી છે, જાણે કૃષિકારકને જડી છે.

કોઈ કને દાતરડું દીસે છે, વાંકું વળેલું વળી શ્યામ તે છે;
જાણે ગરૂડે લઇ વ્યાળબાળ, મહીજ રાખ્યું ગણી પુણ્યકાળ.

## ચંદ્રોદય.

( ઉપજાતિ )

ઉગ્યો શશી પૂરવ દિશ એવો, આકાર આદિત્ય જણાય જેવો;
જાણે મહારાયનું રૂપ ધારી, આવ્યો પ્રજાને ઠગવા સ્વારી.

પાતાળમાં પન્નગરાય રાજે, તેણે સજાવી રવિરાય કાજે;
વાળુની વેળા નજરે નિહાળી, આ મોકલી એક સુવર્ણ થાળી.

શશાંકનું બિંબ ઉંચું ચડે છે, દેખાવ કેવો નજરે પડે છે;
જાણે નિરાધાર જતું નિહાળ્યું, આકાશમાં એક બલૂન ચાલ્યું.

શશાંકનું તેજ બધે છવાયું, જાણે હવે રાજ્ય નવું સ્થપાયું;
તારા નિહાળે ન જણાય ઝીણા, જાણે દબાયા નૃપ જોર હિણા.

જે એક આદિત્યથી કામ થાતું, શશાંક તારાથી નથી કરાતું;
કરે વડું કામ પ્રતાપી એક, ન થાય નિર્માલ્ય જને અનેક.

---

## ઋતુ વર્ણન.

( ગ્રીષ્મ )

( શાર્દૂલવિક્રીડિત )

તાતા તાપ થકી તમામ તરૂથી, પક્ષી બિચારાં પડે;
વૃંદો વાનરનાં વિશેષ વિખરી, જ્યાં ત્યાં પછી જૈ ચડે.

અંબુ ઉષ્ણ નદી તળાવ તટમાં, મચ્છો તપ્યાં તરફડે;
ભારે ભીષમ ગ્રીષ્મ કાળ કહીએ, નાના પ્રકારે નડે.

## વર્ષાદ આવવાનાં ચિન્હો.

(શાલિની)

ઇંડા લેને કીડીઓ નીકળી છે, ટોળે ટોળે એકઠી થૈ મળી છે,
જાણે એ તો લોકને ધૈર્ય દે છે, વૃષ્ટિ થાશે એમ તે સૂચવે છે.

પક્ષી મંડયાં ગુંથવા ઘાસમાળા, લોકો જાણે વૃષ્ટિના એજ ચાળા;
કાચિંડાને રંગ રાતો જડયો છે, કંકૂપત્રી વૃષ્ટિની લાવીઓ છે.

કોઇ ઠામે દેડકાં બૂમ પાડે, લોકોને શું ધૈર્ય એ તો પમાડે;
મીઠાંકેરા પાત્રમાં થાય પાણી, લોકે લીધું વૃષ્ટિ થાવાનું જાણી.

---

## મેઘરાયની ચઢાઈ.

(ભુજંગી)

જુઓ વાદળાં આમથી તેમ દોડે, મળે કોઈ તો એક બીજાની જોડે;
દીસે જાણીએ ફોજનાં જૂથ જાય, રૂઠયો ગ્રીષ્મની ઉપરે મેઘરાય.

કરે આભમાં વિજળી ચમ્મકારા, ઝબુકે ગણી જાણીએ શસ્ત્રીધારા;
થયા આભમાં કાટકાના કડાકા, દીસે જાણીએ તોપના તે ધડાકા.

ઉઠી ગર્જના મેઘની ત્યાં નિશંકા, દીધા જાણીએ નોબતે ઘાવ ડંકા;
ધ્વનિનો વળી અર્થ એવો કરે છે, મહા મેઘરાજા મુખે ઉચરે છે.

જઇ ગ્રીષ્મ સાથે કરૂં યુધ્ધ મોટું, નહિ તો ન રાજા ધરૂં નામ ખોટું;
લડી ગ્રીષ્મના કાળને હું હઠાવું, ચઢેલા મદે સિંધુને હામ લાવું.

## શરદ.

### (માલિની)

શરદ ઋતુ સમામાં સ્વચ્છ આકાશ દીસે,
દરપણ શુભ માંજ્યું જેમ ઓપે અતિશે;
ચળક ચળક થાતું ચંદ્રનું બિંબ ચારૂ,
અમળ કમળ ઓપે નીરમાં જેમ સારૂં.

ચળક ચળક થાતું ચંદ્રનું બિંબ કેવું,
સરસ વદન શોભે રાત્રી રાણીનું જેવું;
વળી ગગન વિષે આ સ્વચ્છ તારા ઘણા છે,
રજની તરૂણીના શું હાર હીરા તણા છે.

શશી સનમુખ ભાળે ચાહી ચાહી ચકોરી,
જનમથીજ બાંધી પ્રેમની જેમ દોરી;
પ્રભુ પદ પર પ્રેમી એ રીતે પ્રેમ આણે,
અવર સકળ મિથ્યા જીવમાં એમ જાણે.

કુમુદિનિ રજનીમાં ચંદ્ર દેખી ખીલે છે,
દિવસપતિ નિહાળી દુઃખ પામી લજે છે;
મૂરખ મનુષ્ય ઢોંગીને સદા સ્નેહી જાણે,
પરમ પુનિતને તો દેખીને દુઃખ આણે.

કુમુદ કમળ સાથે જન્મીને ઉચ્છરે છે,
પણ શશી રવિ સાથે સ્નેહ જુદા કરે છે;
જનમ જનનિ એક તોય જુદા સ્વભાવ,
વિબુધ જન વિલોકો ઇશ્વરી એ બનાવ.

અધિક વિમળ ઓપે આજ આકાશગંગા,
નભ મકરરાશી મધ્ય ભાગે પ્રસંગા;
લઘુ લઘુ બહુ તારાકેરી તે છે પ્રભાવ,
વિમતિ સરવ જોતાં દુર્બિને તે જણાય.

---

## દિવાળી.

( ઉપજાતિ )

જુઓ બની આતશકેરી બાજી, જોઈ હ્રદેમાં જન થાય રાજી;
જોતાં દીસે પા ઘડી ખેલ ખાસો, એવોજ છે આ જગનો તમાશો.

કોઠીથી દારૂ સળગી ઉઠે છે, જાણે ઉગ્યું કાંચન ઝાડ એ છે;
શાખા દીસે પત્ર ફુલો ખરે છે, જોવા થકી માત્ર ખુશી કરે છે.

તે ફુલ ને જે ફુલ બાગ કેરાં, છે એક નામ ગુણ તો જુદેરાં;
એવીજ રીતે જગમાં પ્રમાણો, જનો જનોમાં પણ ફેર જાણો.

આકાશમાં ઉંચી ચઢે હવાઈ, તારા ખરે તે નિરખો નવાઈ;
જાણે ભલું બાણ તહાં ચઢાવ્યું, તારા નભેથી જઈ પાડી લાવ્યું.

પ્રભા જુઓ પૂર્ણ બપોરીઆની, ભાસે ભલી તે પણ છે કલ્યાની;
જો એવી રીતેજ બપોર થાત, તો સૂર્યની પૂછત કોણ વાત.

ફટાકીઆ તો બહુ ઠામ છૂટે, જાણે કુકેલાં પર ધાણી ફૂટે;
અનેક આકાર બીજા કર્યાં છે, ખજુરીને ચાદર ફાળકા છે.

વળી પુજી સાકર પાન વેંચે, નાણાં નવાં ખૂબ ખુશીથી ખેંચે;
દેવાલયોમાં અનકૂટ થાય, જનો વિષે હર્ષ ઘણો જણાય.

---

## શિશિર.

( ઉપજાતિ )

રૂડાં જુઓ આ ચણિ બોર રાતાં,
તે ઝાડને શીશ નથી સમાતાં;
કેવી દીસે જંગલ બોરડીઓ,
ઓઢી ઉભી ચુંદડી ભીલડીઓ.

---

## વસંત.

( ઉપજાતિ )

રૂડો જુઓ આ ઋતુ રાજ આવ્યો, મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરૂવરોએ શણગાર કીધો, જાણે વસંતે શિરપાવ દીધો.

જુનાં જુનાં પત્ર ગયાં ખરીને, શોભે તરૂ પત્ર નવાં ધરીને;
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાગી, સમીપમાં લગ્નસરા નિહાળી.

આંબે જુઓ મોર અપાર આવ્યો, જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે, વસંતના શું જશ ઉચ્ચરે છે.

બોલે મીઠું કોકિલ એક જ્યારે, વાદે બીજા એથી મીઠું ઉચારે;
વિવાદ જાણે કવિઓ કરે છે, વખાણ લેવા સ્પરધા કરે છે.

ચોપાનીયાં પુસ્તક જો પ્રકાશે, ભલું જ તેથી નૃપરાજ્ય ભાસે;
[1] તથા તરૂ શોભિત પુષ્પ ભારે, તો કેમ આંબા નહિ પુષ્પ તારે ?

સુશોભિતો થા હરિને પ્રતાપે. પ્રભુ તને ઉત્તમ પુષ્પ આપે;
સ્તુતિ કરી માગ પ્રભુ સમીપે, સુપુષ્પથી સુંદર દેહ દિપે.

---

(૧) જે રાજાના રાજ્યમાં ચોપાનીયાં કે પુસ્તક પ્રગટ થતાં નથી તેને ઉદ્દેશીને આંબા પ્રતિ અન્યોક્તિ કહી છે.

## વિધાતાને ઠપકો.

અરે ન કીધાં ફુલ કેમ આંબે, કર્યાં વળી કંટક શા ગુલાબે?
સુલોચનાને શિર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી.

---

## ધર્મ શાસ્ત્રોમાં સમાનતા.

(ઇંદ્રવિજય)

વેદ પુરાણ કુરાન કુડાં ન, કુડાં ન રૂડાં પદ્ય ગદ્ય અપારાં;
જ્ઞાયક લોકને વચન લાયક, બુદ્ધિ પ્રદાયક વાયક સારાં;
તે સમજે સમજુ જન જે, સમજુજ વિના સમજે ન બિચારાં;
વાદ વિવાદ અનેક દીસે પણ, એકજ ધર્મ તણાં કહેનારાં.

---

## પોતે પોતાનું કામ કરી લેવા વિષે.

( દોહરા )

અંતરમાં ઇશ્વર ધરી, પ્રેમે કરી પ્રણામ;
શુભ ભાસે તે સર્વદા, કર તું તારૂં કામ.

કોઇ વખાણે વિશ્વમાં, કોઈ કરે બદનામ;
તેની તો ચિંતા તજી, કર તું તારૂં કામ.

પ્રથમ વિચાર તપાસી જો, પોતે તું પરિણામ;
શુભ ફળદાયક સંભવિત, કર તું તારૂં કામ.

બહુ ધન ખર્ચી બાંધીયે, ધરણી ઉપર ધામ;
કોઈ ઉંચું નીચું કહે, કર તું તારૂં કામ.

ભલા કુવાને પણ ભંલો, ગણે ન સઘળું ગામ;
કહે કો પહોળો સાંકડો, કર તું તારૂં કામ.

સજ્જન તણી સલાહ લઇ, ઠીક કરી મન હામ;
ભાસે જે તુજને ભલું, કર તું તારૂં કામ.
પ્રારંભ્યું પુરૂં કરી, વળતી લે વિશ્રામ;
વચમાં વાત ન સાંભળીશ, કર તું તારૂં કામ,
આળસ તજી અહોનિશા, હઇડે રાખી હામ;
સર્વેનું શુભ ચાહીને, કર તું તારૂં કામ,
જે મોટાના માનવી, તે શું દેશે દામ;
ઇશ્વરની આશા ધરી, કર તું તારૂં કામ.

——

## સમુદ્રના દોષ.

### ( વસંતતિલકા )

લે છે નદી નદતણું વળી લે બીજાનું,
વર્ષાદનું જળ લઇ ભુવને ભર્યાનું;
પીવા તૃષિત જનને પણીએ ન દેવું,
સિંધુ શિખ્યો કૃપણ ભૂપનું કામ એવું.
પાસે પડ્યા કઠણ પથ્થર જે પ્રધાન,
ખાનાર ખૂબ મગરો પણ છે નિદાન;
ખોરાક કાજ સરપો જઇ જ્યાં વિરામે,
ત્યાં પંડિતો જઇ પીવા જળ કેમ પામે!
આવે ઘણુંક જળ તે લઇ સંઘરે છે,
ખારૂં કરી વધુ વધુ ભરતી ભરે છે;
જાણે નિશાની કરવા નવી છાપ મારી,
લૈ ના શકે જન કદી સરકારી ધારી.

પાણી ઘણુંક મચ્છ ને મગરો પીએ છે,
પૃથ્વી નિવાસીજ નિરાશી સદા રહે છે;
જાણે સ્વદેશી જનનેજ હમેશ દેવું,
ધારે સમુદ્ર નરપાળ બીજાનું લેવું.

રે રે મૃગો નિધિતણું બહુ નીર જોઈ,
આશા ધરી નવ જશો નિધિ પાસ કોઈ;
એતો બધુંય જળ સંઘરી રાખવાનું,
પામે ન કોઇ તરશો પળીએ પીવાનું.

સિંધુ થકી સરસ માલ મીઠાઇ આવે,
કોઈ સમે ઉદધિ તો રિપુ ફોજ લાવે;
તે જેમ સર્વ જનને સુખ મૂળ રાય,
કોઈ સમે નૃપતિથીજ પ્રજા લુટાય.

---

## સંતોષ.

( ભુજંગી )

બધા દોષને રોષ સંતોષ બાળે, તથા સુખ દે દેહનાં દુઃખ ટાળે;
નકી તાપ તૃષ્ણા તણો તે નઠારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

જડી જાણુ સંતોષની ખાણુ જેને, ત્રિલોકીતણું તો મળ્યું રાજ તેને;
ખરે ખાત લાગે બીજો સ્વાદ ખારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

દીધો દામ દાટી લીધો લાભ શાનો, મળ્યા લાખ તો રાખ જેવાજ માનો;
જુઠો લોભ ઠાલો ઠગે છે ઠગારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

ઘટે દેહ તૃષ્ણા મટે કેમ મોટી, ઘસે હાથ ઇચ્છા ખસે કેમ ખોટી;
કદી કાળ ક્યાંહી ન આવે કિનારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

જનાવાદિ ગાંઠે નહિ હોય જેને, રહે છે રૂપા મોરની આશ એને;
થશે લોભ લાંબો જડે જો હજારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

મહા લોભ લાગે મળે દેશ મોટો, ખરૂં જાણ તૃષ્ણા તણો ખેલ ખોટો;
બહુ જો જડે તો રડે છે બિચારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

ભલા ભૂપ પંડે ગરીબી ગણે છે, તળે સર્વ તે એક બીજાતણે છે;
વસી વિશ્વમાં વાત તે તો વિચારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

ઘણે લાભ તૃષ્ણા ઘટેલી ન લાગે, જડે ઘી ઘણું તો ઘણી આગ જાગે;
અરે એમ માની ઉદાસી ઉતારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

રળો ને ખપો ખૂબ ઉદ્યોગ રાખી, સજો સુખ સંતોષનો સ્વાદ ચાખી;
કદી દીનતા તો ન આપે ઉચારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

દુઃખી હોય પોતા થકી કોઈ પ્રાણી, જુઓ એ થકી આપ શ્રીમંત જાણી;
પ્રભુનો પુરો પાડ ધીરેથી ધારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

હતો એક જોડા વિના રાંક જેવો, વિના પાય તેણે દીઠો એક તેવો;
કહ્યું આ થકી તો ભલો જન્મ મારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

જઈ વિક્રમે પાંડવો દેશ જોયો, પૂછી રિદ્ધિને રાંક થૈ ખૂબ રોયો;
ન પામ્યો પ્રભુ હું પુરાં રાજદ્વારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

રહે લોભ તો રાંક થૈને રડે છે, નકી ડાકણી એક તૃષ્ણા નડે છે;
ઠરે તાપ સંતોષને નીર ઠારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

વસે જો થઈ શુદ્ધ સંતોષ વાળો, મટે માનવી ઇંદ્રનો ઓશિયાળો;
નહિ કોઈની તે તમા રાખનારો, સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો.

ભલે માનવીને ભલી આશ ભાગે, દિલે દુઃખની જો પુરી લાહ્ય લાગે;
પઢે પાઠ આતો પછી શાંતિ પામે, રચ્યા છે રૂડા છંદ દલપતરામે.

---

# બાગનું વર્ણન.

(તોટક)

બહુ શોભિત બાગ અથાગ બન્યો, ગિરિના પતિનો ગિરિરાજ ગણ્યો;
ગુલબાસ ગુલાબ દિલે ગમતા, લટકી અહિવલ્લી લવિંગ લતા.

તરૂ કેતકી કેસું કદંબતણાં, વળી ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણી કોણ શકે સઘળાં ગણતાં, ભણી ભારતી થાકી રહે ભણતાં.

ફળી છે કદળી વળી જામફળો, ગુણકારી સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોડ અને અરણી, હરડે હિતકારી પિડાહરણી.

અગણિત અનામત અંબ તરૂ, જન રંજન જ્યાં બહુ જંબ તરૂ;
તજનાં તરૂ એળચી દ્રાખતણા, મનમોહન મંડપમાં ન મણા.

ઝુકી ઝુંડ તહાં રહી ઝાડી ઘણી, ચતુરાઇથી બેઠક બેશ ચણી;
તકની તરકારી તમામ તહિં, વડ પીપળ પીંપર પાર નહિં.

ખિલી આંબલી બાવળ બોરડીઓ, થોર થૈ ઠરી કાચકી થોરડીયો;
ખજુરી ખરસાણીજ ખીજડીઓ, લખી લિંબુડી ને વળી લિંબડીયો.

અરડુશી અનુપમ આવળ છે, શુભ શીશમ સાગ સતાવળ છે;
નવપલ્લવ શોક અશોક નકી, લખતાં નહિ લેખણુ લેખી શકી.

વળી વાડી વિષે શુભ વાયુ વહે, ગુણ શીતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસ ભોગી અનેક ભમે, ગુણવંતતણા સૂણી શોર ગમે.

ચકલાં ચિત્ત ચોર ચકોર ઘણાં, સ્વર શુદ્ધ મનોહર મોર તણાં;
શુક કોકિલ ચાતક સારસડાં, વિચરે નવ રંગ વિહંગ વડાં.

વડી કુંડ સરોવર વાવ કુવા, જુગતિથી કરેલ પ્રકાર જુવા;
જળ નિર્મળ જ્યાં જમુના જળથી, નહિ નિત્ય પ્રવાહ ઘટે નળથી.

ભલી ભાત દીસે જળ હોજ ભર્યા, ફળદાર ભલા જળયંત્ર કર્યા;
નરનારી જુવે નજરે નિરખી, હઠ લે ચિત્ત ચોંટી રહે હરખી.

દિપતું વળી દેવળ દેવતણું, ચતુરે નવરંગ ઉત્તંગ ચણ્યું;
કરી કારીગરી દલપત્ત કહે, રઘુનાથ રહી ઘડી જોઇ રહે.

---

## સ્વદેશ ઉપર મમતા રાખવા વિષે.

"ઓધવજી સંદેશો કહેજો સ્યામને—એ રાગ.

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ,
સોએ સો કદી સંકટ આવે શીષજો;
ચૂરા થઇ પડીએ પણ ચિત નવ મૂકીએ,
સ્વદેશનું શુભ ચિંતવીએ દિનનિશજો. સ્વદેશની.

જન જાતિનો દેહ ધર્યો જે દેશમાં,
તે ભૂમિને ગણીએ માતા તુલ્યજો;
હૈડે ધરીએ હેત વિશેષ હમેશમાં,
ઉત્તમ ગણીએ અંતરમાંહિ અમૂલ્યજો. સ્વદેશની.

સદૈવ કરીએ જતન સ્વદેશ સુધારવા,
કામ પડે તો કરીએ તન કુરબાનજો;
વળી શ્રમ કરીએ ત્યાં ઉદ્યોગ વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરીએ તાનજો. સ્વદેશની.

સ્વદેશના રાજાનું સારૂં ઇચ્છીએ,
પવિત્ર તે તો પ્રજાતણો છે ધર્મજો;
પુરાણ શાસ્ત્રો પાનાં પેખી પ્રીછીએ,
રાજદ્રોહ કરે તે કુત્સિત કર્મજો. સ્વદેશની.

દેશ તજી પરદેશ વિષે રમવા જવું,
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમજો;
સ્વસ્થાનકથી દિલે ઉદાસી નવ થવું,
નિજ જનિતાથી હેત ન તજીએ જેમજો. સ્વદેશની.

મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે,
કીડીએ તેની કાયા ગઈ નકામજો;
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે,
નવ જુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામજો. સ્વદેશની.

કહેવત એક પ્રસિદ્ધપણે કહેવાય છે,
જનનિ જણજે હરિજન દાતા શૂરજો;
નહિ તો વંઝા વિશ્વ વિષે વખણાય છે,
વ્યર્થ ગુમાવીશ નહિ તું તનનું નૂરજો. સ્વદેશની.

સંપ વધે સૌજન ને જેમ સ્વદેશમાં,
એવા એવા કરીએ અધિક ઉપાયજો;
કષ્ટ ન પામે કોઈ કુસંપ કલેશમાં,
સંપી જંપીને સૌ સુખિયાં થાયજો. સ્વદેશની.

પોતાના ટંટા પોતેજ પતાવજો:
સમજુ હો તો જશો ન કદી સરકારજો;
પંચજનો પાસે પંચાત કરાવજો,
ખચીત નહિ તો થાશો ખૂબ ખુવારજો. સ્વદેશની.

સ્વદેશમાં જો કોઇ કુસંપ કરાવશે,
નિશ્ચય જાણો પાપી તેનું નામજો;
અનેક જનને અતિ સંકટ ઉપજાવશે,
દુર્જન તેને કહે છે દલપતરામજો. સ્વદેશની.

---

# સ્વદેશાભિમાન વિષે.

(ઉપેન્દ્રવજ્રા)

મળી રહે ખગ એક માળે, કરે સહુ સંપંજ કષ્ટ ટાળે;
તમે બધા તેમજ પક્ષ તાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
કહું કથા શી મધમાખી કેરી, ઘરો બનાવે મળીને ઘણેરી;
વિચારીને વાત તમે વખાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
વનેચરો જે વનમાં વસે છે, હળીમળી શત્રુ સમા ધસે છે;
સ્વજાતિમાં સંપ રહે રચાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
કુસંપથી કષ્ટ કરોડ માથે, જુઓ દીસે જય સુસંપ સાથે;
ખરેખરો છે ખપનો ઉખાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
કુસંપથી પાંડવ કૌરવોએ, લડી પડી લાભ લીધો ન કોએ;
ઘણોજ ટોટો ઘરમાં ઘલાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
સુસંપથી સર્વ સમૃદ્ધિ પામે, કુસંપથી વૈભવ વિત્ત વામે;
કરી પરીક્ષા પળમાં પીછાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
સ્વદેશનું સર્વ પ્રકાર સારૂં, તમે કરો તે ગણીને તમારૂં;
જરૂર એમાં જનધર્મ જાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
મચે કદી સંકટ એક માથે, સજો તમે હિંમત તેહ સાથે;
વટાઇ જાવું કદી તે વટાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
મળી રહ્યા હોત સ્વદેશી રાજા, કહો કદી કેમ મુકાત માજા;
પછી કરે શું મુગલો પઠાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
જુઓ લીધી દિલ્લી ભલી સજોરી, સુખે રહ્યો સાહેબદ્દીન ગોરી;
કુસંપથી શત્રુ નહિ કઢાણો, અરે સ્વદેશી અભિમાન આણો.
પિપીલિકા સંપ કદી કરે છે, મહા અહિનો પણ પ્રાણ લે છે;
ભલે અહિ હોય બળે ભરાણો, અરે સ્વદેશી અભિમાન આણો.

કરો બને તેમ ઉપાય કોટિ, તજો અરિસ્યા ઉરમાંથી ખોટી;
કુસંપથી અર્થ નથી સધાણો, અરે સ્વદેશી અભિમાન આણો.

કહી કથા આ નિજ દેશ કામે, દિલે વિચારી દલપત્તરામે;
પ્રિયેચ્છુ પુરાં વચનો પ્રમાણો, અરે સ્વદેશી અભિમાન આણો.

દોહરો.

સ્વદેહ તેમ સ્વદેશની, લે નહિ જે સંભાળ;
ચોંટે તેને ચાંદલે, ગાંડા કેરી ગાળ.

---

## ગરબી.

દેશી મિત્રો દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું;
કાંઈ કાજ કરો રાજ નવલ આવ્યું છે હુન્નર નરેશનું. ટેક.

દોલત ગઇ પરદેશી હાથે, તે મોટી ભૂલ તમો માથે,
તમે સંપ ન રાખ્યો કોઇ સાથે—દેશી મિત્રો૦

આ વખત જુવો તમે વિચારી, નિરધન થઇ બેઠાં નરનારી,
કંઈ ધૂળ મળ્યા ધંધાધારી--દેશી મિત્રો૦

તમે દિવસે સુવું દૂર ધરો, ભલે વિદ્યાના ભંડાર ભરો,
હવે જાગૃત થઈ કંઈ જુક્તિ કરો--દેશી મિત્રો૦

તમે સગા કુટુંબમાં સંપી ફરો, વળી દેવાદાર થતાંજ ડરો,
તમે નિત્ય ઘટાડો નાતવરો—દેશી મિત્રો૦

ધન મળતાં તુરત ગરવા છાંડો, તમે મોટાં કારજ નવ માંડો,
ગુણ સમજો મદ મેલો ગાંડો—દેશી મિત્રો૦

સુધરાઇનો સ્વાદ સદા ચાખો, મન ઉદ્યમમાં અહોનિશ રાખો,
શિદ ભાગ્ય લખ્યું થાશે ભાખો—દેશી મિત્રો૦

અદાલત અરજી અળસાવો, લુચ્ચાઓને લાંચ ન સોંપાવો,
દો ચુકવી ઘરમેળે દાવો—દેશી મિત્રો૦

વળી હૈયામાં હિંમત આણો, જન સઘળાને સરખા જાણો,
શિદ તુચ્છ મતિથી મત તાણો—દેશી મિત્રો૦

પરદેશી હુન્નર પ્રગટ હરો, સંચા ને યંત્રો સિદ્ધ કરો,
દલપતની વિનતિ દિલ ધરો—દેશી મિત્રો૦

---

## દેખાદેખી.

(દોહરા)

દેખાદેખી જે કરે, વણ સમજ્યો જે વ્યર્થ;
વગર ભણ્યો લીટા લખે, એમાં ન મળે અર્થ.

ઈશ્વરદત્તક ગુણ વિના, દેખાદેખી ન થાય;
સોનું તરે ન જળ પરે, કાષ્ટથકીજ તરાય.

જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ.

---

## વિદ્યા મહિમા.

(શાર્દૂલવિક્રીડિત).

વિદ્યા વેલડીને વિચાર જળથી, સિંચી સદા કાળમાં,
શાખા પાન સમાન જ્ઞાન પ્રસર્યું, આકાશ પાતાળમાં;
ફુલ્યાં ફુલ કળાકુશલ્ય ફળ તો, ફાલ્યાં ભલી ભાતનાં,
અગ્નિના રથ આગબોટ બલુનો, યંત્રો જુદી જાતનાં.

( મનહર ).

આહાર મેળવવા ઉપાય કામ કરવાને,
શત્રુ સામે પોતાના શરીરને ઉગારવા;
કોઈ પ્રાણીને તો પરમેશ્વરે આપ્યાં છે શીંગ,
કોઇને તો દાંત દીધા જોરથી વિદારવા;
કોઇને પ્રભુએ આપ્યું પુંછડે પરમ બળ,
કોઇને તો નખ આપ્યા મહા બળે મારવા;
કહે દલપતરામ જગકરતારે આપી,
માણસને વિદ્યા સર્વ કારજ સુધારવા.

કોથળી કથન કહે કાગળને હિંમતથી,
કિંમત વિચારી તારી દીસે બે બદામની;
હું તો સુખે વસું કદી ખસું ન હવેલી મેલી,
તું કરે ગુલામ જૈ ગુલામી બધા ગામની;
કાગળ કહે છે મારી પ્યારી તું વિચારી બોલ,
કંથની કમાઇથી કલોલ કરે કામની;
કાગળ જો આગળ નજર રાખતો ન હોય,
હોય તું તો એવી જેવી કોથળી હજામની.

---

## નિબન્ધ લખવાની રીત.

( મનહર )

શેનું બને છે ને તેથી બનાવાનું કારણ શું,
કારણ બતાવો અંગો અંગના આકારનું;
આવે શા શા ઉપયોગે એ વિના શી અડચણો,
હોય તે બતાવો બીજું જે જે એની હારનું;

જંગલીથી સુધરેલા જનોમાં જેવું જણાય,
વદો એવું વર્ણન તે એના અનુસારનું;
કહે દલપતરામ ક્યાં ક્યાં છે લખેલું નામ,
જો લખો લખાણુ લખો એટલા વિચારનું.

## દેશાટન.

(દોહરા)

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.

ઘેર રહે લક્ષ્મી ઘણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ.

વિદ્યા સદ્‌ગુણ વિનય ને, હોય ચપળતા હામ;
ડરે ન પરદેશે જતાં, દેખે તે નર દામ.

વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપતણાં સંતાન.

સુખે વિદેશે સંચરો, કરો ભલેરાં કામ;
પ્રેમ ધરી વિધિ પાળતાં, નિર્મળ કરવું નામ.

જો ધનની ઇચ્છા ધરો, તો ખરૂં માની ખચીત;
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદિ રીત.

પ્રયાણ કરી પરદેશમાં, પરવરી લાંબો પંથ;
કોટિ કળા કૌશલ્યના, ગુણીજન લાવો ગ્રંથ.

## મોટા માણસ વિષે.

(દોહરા)

છોટાને લાંછન ચડે, મોટાને ન લગાર;
પાંચ પતિ પણ દ્રુપદી, સતી શિરોમણિ સાર.

મોટા ચાહે તે કરે, ન ગણે જગ ઉપહાસ;
વર્ષા જગ પાલન કરે, કદી કરે જગ નાશ.

મોટા શિર મોટા તણો, દબાવવાનો દસ્ત;
પીધો સિંધુ અગસ્ત પણ સૂર્ય તેજમાં અસ્ત.

ઉમદે ઉમદા જન મળી, પામે શોભા પ્રેમ;
શોભે સોબતમાં વસી, હીરા મોતી હેમ.

સુખ દુઃખ સર્વ પ્રજાતણું, મોટાને ન જણાય;
કરીએ ઝીણી આંખ તો, દૂર ચીજ દેખાય.

---

## શૂરવીર કોણ?

(કુંડળિયા)

પ્રજા ઉપર પીડા પડે, ચડે શત્રુ ચોપાસ;
શૂરવીર હિંમત સજે, તજે મરણનો ત્રાસ;
તજે મરણનો ત્રાસ, વાસના તજે વપુની;
મંડે ધરી મરદામી, રગડવા ફોજ રિપુની;
દાખે દલપતરામ, ધન્ય તે મરદ ધરાપર;
તનને સમજે તુચ્છ, પડે જ્યાં પીડ પ્રજાપર.

પ્રજા અર્થ લડતાં પડે, પળમાં જેના પ્રાણ;
ધન્ય પિતા માતા અને, જન્મ્યો ધન્ય સુજાણ;

જન્મ્યો ધન્ય સુજાણ, વિશ્વજન વિવિધ વખાણે;
રીઝે જગતનો રાય, ઠરે નિર્ભય ઠેકાણે;
દાખે દલપતરામ, પરમ સુખ પ્રભુ પમાડે;
જો જગમાં જન કોઇ, પ્રજા અરથે તન પાડે.

પ્રજા ઉપર પીડા પડે, જુએ મરદ થઇ જેહ;
મરણ થકી મનમાં ડરે, તૂચ્છ બુદ્ધિનો તેહ;
તૂચ્છ બુદ્ધિનો તેહ, મરદ નહિ માદા જાણો;
નહિ મોઢાપર મૂછ, પુંછડું એજ પ્રમાણો;

દાખે દલપતરામ, પુરૂષ ઘડીઓ પશુ ઘડતાં;
ઘરમાં પેસે ઘુડ, પ્રજાપર પીડા પડતાં.

શૂરા જન સંગ્રામમાં, ચડે હરખ ભર ચિત્ત;
રાજ સાજ સુખ સાહેબી, તે ઉપર નહિ પ્રીત;

તે ઉપર નહિ પ્રીત, મરદ ચાલે ઘર મેલી;
તનુજ તનુજા તજે, તજે પ્યારી પરણેલી;
દાખે દલપતરામ, પ્રમાણિક કહીએ પુરા;
માયા મમતા તજી, ચડે સંગ્રામે શૂરા.

લડો લડાઇ લક્ષ દઇ, દુરગુણ શત્રુ સાથ;
કામ ક્રોધ મદ લોભ રિપુ, હરાવી કરી લો હાથ;
હરાવી કરી લો હાથ, કષ્ટ બહુ તે કરનારા,
બીજા શત્રુ બાપડા, વગર મારે મરનારા;

દાખે દલપતરામ, ચતુર નર કરો ચડાઇ;
કામ ક્રોધ રિપુસાથ, લક્ષ દઇ લડો લડાઇ.

મરદો સંકટ સહન કરી, કરો લોક હિત કામ;
આજ ભોગવો આપદા, પણ જશ છે પરિણામ;

પણ જશ છે પરિણામ, પ્રભુ અતિ પ્રસન્ન થાશે;
ઉત્તમ આ જગ માંહિ, લેખ ઇતિહાસ લખાશે;
દાખે દલપતરામ, ધરાપર મસ્તક ધરદો;
કરો લોકહિત કામ, સહન કરી સંકટ મરદો.

---

## હિંમત.

(મનહર)

હિંમત જો હોય તો હરેક કામ કરી શકે,
હિંમતથી વાઘ વડા હાથીને વિદારે છે;
હિંમતથી નારી પણ હથિયાર હાથ ગ્રહી,
મહાવન માંહિ મોટા મરદને મારે છે;

હિંમતથી ભૂત પ્રેતતણો ભય ભાગી જાય,
હિંમતથી મણિધર હાથ માંહિ ધારે છે;
હિંમત જો હૈયા માંહિ હોય દલપત્ત કહે,
બુડતાને બાંહે ગ્રહી તરે અને તારે છે.

---

## લાંચ.

(દોહરા)

ભણેલ જ્યાં નહિ ભૂપતિ, ત્યાં અંધેર જણાય;
રાજા પ્રધાન સૌ કરે, લાંચ લઇને ન્યાય.

કથન ઘણાં કહી કહી કરે, ટીકાકાર પોકાર;
તોય લોક જે લાંચિયા, લાંચ ન તજે લગાર.

(ભુજંગી.)

અરે લાંચિયા ચાંચિયા ચોર જેવા, અધર્મી થયા આંધળા કેમ એવા;
કહો કાનમાં કેમ કીડા ખરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

પડે ગડગડે તોપના જેમ ગોળા, બહુ ઉછળે નીતિના બોલ બ્હોળા;
ધરી કાનમાં ધ્યાનમાં ક્યાં ધરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

ભલે ખૂબ નાણે ખજાનો જમાવે, અહિંથી જતાં સાથ અલ્પે ન આવે;
અરે આંહિ મેલી જવું આખરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

વડાં ઝેરનાં બીજ જો કોઈ વાવે, નહિ દ્રાખ કે દાડમી ઉગી આવે;
છતે ઝેરના છોડવા ઉગરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

જુઓ ન્યાયની કોરટો કે કચેરી, જુઓ દેવડી રાજના કાજ કેરી;
ઘણા કાંશિયા લાંચિયા ત્યાં ફરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

ઠગારા ઘણા માનવી ઠામ ઠામે, દીઠા દુનિયા મધ્ય દલપત્તરામે;
અરે અર્થ એથી કશો શું સરે છે, ટીકાકાર પોકાર કેવો કરે છે.

દોહરો.

લાંચે લોકો લુટવા, હક તજી ખાવું હરામ;
લાયક જન લાયક નહિ, કોળી ભીલ્લનું કામ.

———

## દુઃખ

(દોહરા.)

સુખદુઃખ સરજ્યાં ઇશ્વરે, દયા ધરીને એમ;
કડવાં મીઠાં ઓસડો, પાય જનેતા જેમ.

દુઃખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને, દે છે વૈદ્ય ડામ.

પ્રભુ કરે તે પ્રીતથી, સહેવું ગણીને સાર;
પ્રભુ સમ કો સારો નથી, દીન દયાળ ઉદાર.

---

## કુરકસર.

### ( દોહરા. )

સમજી ખરચ કરે સદા, જેમ કમાય કમાઉ;
કૃપણપણું જે કરે કદા, અતિ નહિ થાય ઉડાઉ.

ખર્ચે ધન સૌ જન ખરા, વળી પણ જુઓ વિવેક;
અર્થે ખર્ચે એક જન, અનર્થ ખર્ચે એક.

---

## ભાઈ.

### ( દોહરો. )

ભાઈ કદાપી ભાઈથી, આપ રહે અણમીલ;
તોપણ તેનું ભાઈને, દુઃખે દાઝશે દિલ.

### ( ભુજંગી. )

દુઃખે દાઝશે ભાઈનું દિલ જેવું, કદી અન્યનું દિલ દાઝે ન એવું;
સદા કાળ તે સાથ સાચી સગાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.
બીખે ભાઈ તો ભાઈને લાજ આવે, નહિ લાજ તો લોકની લાજ લાવે;
દયા લાવશે દિલમાં તે દુખાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

કદી તે લડી બોલ બુરા કહેશે, કદાપી બીજાને કહેવા ન દેશે,
કરે વીરને દેખીને વેરવાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

શીળી હોય છાયા કટુ લિંબડા છે, ભૂંડો તોય ભાઈ બીજી તે બૂજા છે;
જુદાઈ ન જાણો દીસે જો જુદાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

મળે જો ઘણા માનવી અન્ય મિત્ર, ભલે હોય પ્રેમી પૂરા ને પવિત્ર;
નહિ ભાઈની તૂલ્યતા તો ગણાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

સગાઈ જુની તોય સોના સમાની, નવી પ્રીત તે પિતળે જ્યોત જાણી
સદાકાળ તે તો નહિ સુખદાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

થશે ભાઇને ઘેર જો રિદ્ધિ સારી, વળી ભાઈએ આબરૂ તો વધારી;
કૃતે આપણી બોલશું તે ફુલાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

લડયા તોય લોકો કહે એક લોહી, સભા મધ્ય જાતાં રહે જોડ સોહી;
વિના જોડ સર્વત્ર લાગે લુખાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

જુઓ આંખની કાનની જોડજેવી, જુઓ હાથની પાવની જોડ તેવી;
તથા ભાઈની જોડ શોભે સદાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

પૂરૂં કામ જામે નહિ જોડ ટાળી, કહો એક હાથે પડે કેમ તાળી;
નથી રે કશી કાંઈ એમાં નવાઈ, ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

પ્રીતેથીજ માગે કરીને પ્રણામ, રમાનાથની પાસ દલપતરામ,
રહો વીરની જોડ જુક્તે જણાઈ. ભલે હોય ભૂંડો ભલો તોય ભાઈ.

(દોહરો.)

ભાઈ ભલો ભૂંડો ભલે, તોપણ તેની તૂલ્ય;
જોડ જડે નહિ જગતમાં, મહા ખરચતાં મૂલ્ય.

---

# ગોવિંદની ગતિ ન્યારી.

## (દરૂ)

ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી;
સકળ કળા ઇશ્વિરની એમાં, શું સમજે સંસારીરે. ગમ–ટેક

ઉજળો દિન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઇશ્વિર જાણેરે. ગમ.

પુત્ર જન્મ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઇ;
પલક વાર પછી શું નિપજશે, કળી શકે નહિ કોઇ. ગમ.

રૂડી રસોઇ તૈયાર કરીને, ભોજન પીરસ્યા ભાણે;
ભાગ્ય વિના ભોજન કરવાની, આશા ફોકટ આણેરે. ગમ.

ચુનાબંધ હવેલી ચણાવે, જોવા લાયક જેવી;
વાસ્તુ દિન વૈકુંઠ સિધાવે, ઇશ્વિરકૃત ગતિ એવીરે. ગમ.

મોટા મોટા મનસુબા કરી, મોટા પગરણ માંડે;
જાણે નહિ જે જમનાકિંકર, કાલ પકડશે કાંડેરે. ગમ.

ખારા રણના ખૂબ ઝાંઝવા, ભાળી નહિ ભરમાવું;
દુનિયાના સુખ એવાં દેખી, ફોકટ શું ફુલાવુંરે. ગમ.

સંસારિક સુખ સ્વપ્ના જેવાં, નહિ ભરૂસો ઝાઝો;
સુખ પામી મગરૂર થવું નહિ, દુઃખ દેખી નવ દાઝોરે. ગમ.

મુઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળો છે સંસારરે. ગમ.

પળમાં છાંયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બને છે, રાંક બને છે રાયરે. ગમ.

એક ઘડી આનંદ વધે અને, એક ઘડીમાં શોક;
એકની સ્થિરતા નથી અંતે, ફળ તેનાં છે ફોકરે. ગમ.

કરી શકીએ તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઇશ્વરની ઇચ્છા પ્રમાણે, જેમ રાખે તેમ રહેવું રે. ગમ.

સુખને છેડે દુઃખ દેખાશે, સુખ છે ;દુઃખને છેડે;
દિવસ પછી રજની દેખાશે, દિન છે રજની કેડેરે. ગમ.

---

## ઘરબાર

(સવૈયા)

જાઓ ગમે ત્યાં, ગમે તેવું, પણ ઘર જેવું નહિ કંઈ જગ મ્હાંય:
જ્યાં ને ત્યાં એનું એ, એકજ ઘરતો મધુરી જીવન છાંય!

ઘરની ગમ્મત, ઉજળે દિલ, ભોગવાય, ત્યાં સુખશાંતિ છવાય:
પ્રભુ! દેવદરબાર સમાં, ઘરબાર અમર અમ રહો સદાય!

ઘરને સ્મરણે, ઘરને દર્શન. રોમ રોમ કંઈ રસ છલકાય:
ઘરનાં ગોરાં દૂધ પીવાતાં, સવાઈ ગરવાં થઈ રહેવાય!

ઘરમાં માતા પિતા ને ભાંડુ, પત્ની બાળુડાં મિત્ર અનન્ય:
ઉછળતા દિલભાવભરી એ, ચેતનમૂર્તિ પ્રભુની રમ્ય!

ઘરમાં પ્રિય જનનાં શરણાં જે, પૂરાં સાધે તે જગવંદ્ય:
લલિત હૃદયના સિદ્ધ જનો, સંસાર સુહાવે સદૈવ ધન્ય!

જન્મ—લલિત

---

# બાલકોનું બલ.

( સારંગ રાગ—ત્રિતાલ. )

પ્રભુ ! હો અમ જીવન-જયકાર !
અમે બાલક બલના અવતાર;
શરીર-બળથી, સ્વસ્થ, સુરક્ષિત,
અનેકના અવલમ્બ,
ગૃહ ગૃહના દિક્પાલ, દીપિયે,
સ્વદેશના જયસ્તમ્ભ !
બુદ્ધિબળથી, જગત-કુંજનો-
ગજાવિયે ઉત્કર્ષ:
સમાન-હિત આદેશ ગુંજિયે-
સુચરિતને આદર્શ !
આત્મ-બળથી, ઉલ્લાસ મૂર્તિઓ
અદ્રશ્ય તેમ અબોલ,
અમે વિશ્વ-ચેતનો વિચારિયે
કરિયે પ્રભુ ! કલ્લોલ !
વાણી-બળથી, કિલકિલિયે કોકિલ-
વસંતના ફુલ-બોલ;
ઝીલવિયે નવરંગ રસાયન,
ઝૂલવિયે મહલોલ !
પ્રેમ-બળથી પરિચર્યા ધરિયે,
પૂરિયે પ્રાણ પ્રફુલ,
મનુષ્યની દિવ્યતા ખિલવિયે,
રહે લલિત દિલ ડૂલ !

જન્મ-લલિત.

---

# હિંદુસ્તાનની વખણાતી ચીજો.

( દોહરો )

દેશાટન કરી દેખશો, ભલી જણુસ બહુ ભાત;
પંથ પધારી પ્રથમ તો, જઈ જોજો ગુજરાત,

( હરિગીત )

રળીયામણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો,
ધરી યાદ અમદાવાદથી, એકાદ વસ્તુ આણજો;
અતલસ અને મુલદાર મશરૂ માલ બેશ મંગાવજો,
વળી ઘર દીસે વરસાદ પેલા આપ વ્હેલા આવજો.

પછી પંથ પેથાપુર ભણી, જાત્રાળુ જન જે જાય છે,
ત્યાં બાધણીની સાડીઓ બંદુક બહુ વખણાય છે;
તે દેશથી સંદેશડો જન કોઇ સાથ કહાવજો, વળી૦

વિસલનગર વિશ્રામ કરજો, પાત્ર ત્યાં પિતળતણાં,
વખણાય હળદર હેમ જેવી, ઘાટ ચીર ખુલે ઘણાં;
પછી પાટણે જઈને પટોળાં, રંગદાર રખાવજો, વળી૦

સમશેર તો શીરોહીની, પ્રતિમા ભલી ડુંગરપરી,
આવતાં જજો ચાત્રસુંબે, ત્યાં છરા લોઢી છરી;
વળી કપડવંજી કાચ સાબુ રહી સમીપ રચાવજો, વળી૦

કાઠીઆવાડી કાંબી ઝાલાવાડી રૂડાં ઝુમણાં,
ખંભાતની ભલી સૂત્રફેંણી, જમણુ તો સુરત તણાં;
બહુ પાપડી ને સાડી બરપી લક્ષ દઇને લાવજો, વળી૦

નાશકતણાં જળપાત્ર નિર્મળ પાન પુને સાંપડે;
બુરાનપુરી સેલા સરસ પણ પેઠની પાઘડી ચડે;
શુભ સાલ તો કાસ્મીરની, એ તો જરૂર અણાવજો, વળી૦

કાશી તણા લોટા પિતાંબર, અરીણુ છાયળ માળવી,
પણ ધોતીજોડા નાગપુરી, જઈ લાવજો જોઈ જાળવી,
બહુ ખાંડ બંગાળે બને પણ લઈ હિસાબ પતાવજો, વળી૦

ઘોળેરી રૂ ઘોળું ભલું ઘઉં તો ભલા છે ભાલમાં,
ગજદંત સિંહલદ્વિપ, મુંબઈ હેમની છે હાલમાં;
નાણા તણી ટંકશાલ જોઈ સભા વિષે સિધાવજો,
વળી ઘર દીસે વરસાદ પેલા આપ વ્હેલા આવજો.

(દોહરા).

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપુર;
ઘોડા તો કચ્છી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ, કંકુ સારે કામ;
વાગડમાં મઠ બાજરી, દીઠી દલપતરામ.

---

## અમારો દેશ.

(દિવ્ય)

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સૂત્રો, ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી, દેશી! ઓ દિવ્ય અમારો દેશ!

અંધાર વિષે અથડાતાં, કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ!
અમે દેશી, દેશી, દેશી! ઓ દિવ્ય અમારો દેશ!

ક્યાં હશે હિમાલય જેવો? ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ?
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ!
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ?
અમે દેશી, દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ!

ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા? ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ?
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા! બળ દાખવવા અસીમ!
રે ભૂલીએ તે શી રીતે, અમ અંતરથી લવલેશ?
અમે દેશી, દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ!

નથી રે જીવવું પર આશે; છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહિં દે અમને ઉપદેશ.
અમે દેશી, દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ!

ધમ ધમ ધરણી ધ્રુજવીશું, અમ દેશ તણાં કરી ગાન,
જય જય જયનાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસી ઉર, તે શી દેજો શક્તિ પરમેશ,
અમે દેશી, દેશી, દેશી! એ દિવ્ય અમારો દેશ!

અરદેશર ફરામજી ખબરદાર.

## (૫૬)

ભક્તિ શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટુ. ટેક.

એક દિવસ તો આવી બની, રાજા મૂરધ્વજને માથે;
કાશીએ જઈને કરવત મૂકાવ્યું, હરિજનને હાથે રે. ભક્તિ૦

સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસ ને રાણી;
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણી રે. ભક્તિ૦

પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઈ ચાલો,
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર માલો રે. ભક્તિ૦

## સવાલ.

૧જે મધ્યે ગંગા વસે, જટા ધરાવે શીશ;
નેત્ર ત્રણ તે કહો મુને, નહિ ઉમિયાપતિ ઇશ.

૨ભરે ફાળ પણ મૃગ નહિ, નહિ સસલો કે શ્વાન;
મોં ઉંચું પણ મોર નહિ, સમજુ ચતુર સુજાણ.

૩પીળો પણ પોપટ નહિ, કાળો પણ નહિ કાગ;
પાંખો પણ પંખી નહિ, ડસે પણ નહિ નાગ.

૪શીશ મોટું પણ ગજ નહિ, ઝાઝું રહે જલમાંય;
પુંછ મોટું છે તે હતું, વાંદર નહિ કહેવાય.

૫ચંચુ પણ ચકવા નહિ, માંજારી મુખ શ્યામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.

---

## જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
જયપ્રભુ! પ્રજાસમાજ!

ઉજ્વલ પરમાત્મરાજ્ય!
સર્વ હિતભર્યું સામ્રાજ્ય!
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય!

જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
જય પ્રભુ! પ્રજાસમાજ!

અંતરે એકજ અવાજ!
એકાદેશ એક સાધ્ય!
જન્મદેશ જીવિત તાજ!

---

૧) શ્રીફળ, (૨) મેડક, (૩) ભમરો, (૪) કોશ. (૫) લેખણી.

જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
જયપ્રભુ ! પ્રજા સમાજ !

દેશ–દાઝ, દેશ–કાજ !
દેશબંધુતાની લાજ !
પ્રેરો પ્રભુ દેશ આજ !

જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
જયપ્રભુ ! પ્રજાસમાજ !

જન્મ–લલિત

---

## યત્ન રત્ન.

(લાવણી)

યત્ન વિનાનાં પ્રાણીને જડ પદાર્થ વચ્ચે જુજ જ ભેદ;
બન્ને ખાલી જીવન ખોયે, જન્મ થકી સંસારે કેદ.
કેદી જીવડો સદા પરાધીન; નહિ એને મન સુખ કે ખેદ,
આત્મજ્ઞાન એવાને કયાંથી? વ્યર્થ શાસ્ત્ર મહાભારત વેદ.
યત્ન સૃષ્ટિનો મૂળ જ હેતુ, અચુક ચેતનનો આધાર;
યત્ન રત્ન જીવનનું વીરા! યત્ન વિના સૂનો સંસાર.
યત્ન થકી ઉદ્ધાર આત્મનો, યત્ન ઉદય આયુષ્ય કેરા;
યત્ન વિના, હો મનુષ્ય પ્રાણિયા! આ ભવમાં ફોકટ ફેરો.
જ્ઞાન તણું એ પ્રધાન સાધન; મોક્ષમાર્ગનો છે છેડો;
યત્ન તણી શી કહું બલિહારી? દૈવ ઉપર ઘાલે વેરો.
યત્ન દૂત અદ્‌ભુત દાતાનો, વીરજનોનો વિમળ વિહાર;
યત્ન રત્ન જીવનનું, વીરા! યત્ન વિના સૂનો સંસાર.
ભાગ્ય દેવી પણ પ્રસન્ન, સર્વદ યત્નદેવ નરવર ઉપર;
જયમ વશ થાતાં વાર લગાડે, ત્યમ, વીરા! તું ધીરજ ધર.
અંતે જો તે નજર ચૂકાવી ચાલી જાય બીજાને ઘર;
નહિ એ તારી ભાગ્યદેવી પણ અભાગણી કંઈ માન ખબર!
છતાં ન હઠતો પાછળ, યોદ્ધા! બંધ કરી પરિશ્રમનાં દ્વાર;
યત્ન રત્ન જીવનનું વીરા! યત્ન વિના સૂનો સંસાર.

સ્વ. બહેરામજી મહેરવાનજી મલબારી.

## વર્ણન.

### ( ચોપાઇ )

શીઆળે શીતળ વા વ્હાય, પાન ખરે ઘઉં પેદા થાય,
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે ચાવે તંબોળ.
ધરે શરીરે ડગલી શાલ, ફાટે સરવતણાં પગ ગાલ;
ઘટે દિવસ ઘણી મોટી રાત, તનમાં જોર મળે ભલીભાત.
ઉનાળે ઉંડાં જળ જાય, નદી સરોવર જળ સુકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસુડાં રૂડાં ગુણવાન.
સારા હોજ ફુવારા બાગ, પ્યારા ચંદન પંખા લાગ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ.
ચોમાસું તો ખાસું ખુબ, દીસે દુનિયા ડુબાડુબ:
મોર ઉચ્ચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર.
ચંપા ચંપેલી જુઈ જાય, ફુલ ગુલાબ ભલાં ફુલાય;
છત્રી ચોમાસે સુખમાટ, ચાખડીઓ હીંચોળા ખાટ.

---

## ભોજન વિષે.

### ( નગસ્વરૂપિણી છંદ )

રૂપાળી પોળી પોળીઓ,
ઘણા ઘીમાં ઝબોળીઓ;
ઘી ખાંડ દુધ પાકમાં,
સવાદ ખૂદ શાકમા.
ચઢાવી રાઈ રાઈ તે
નથી કશી નવાઈ તે;
વળી ચણા વઘારીઆ,
મરી મીઠે સુધારીઆ.
અથાણું એક એકથી,
વખાણીએ વિવેકથી:

વડાં વડી સુવાળીઓ.
રચી પુરી રસાળીઓ.
જમો જલેબી લાડવા,
પીઓ કઢી પચાવવા;
ભલાંજ ભાત દાળ છે,
રસોઈ તો રસાળ છે.

---

## ઘડીક આનંદ.

(છપ્પા)

નાથ કરકનો કોણ? સાર દહીનું શું કહીએ?
પોથી બાળકતણી, નામ તેનું શું લઈએ?
ઘઉંનું શું નિત ઘેર, કરે ભોજન કરનારી?
ચતુર પુરૂષ એ ચાર, ઉત્તર મન લહો વિચારી;
જો સમજી શકે તો માન દઈ, આપું બેસવા ઓટલી;
નહિ સમજી શકે તો કહું તને, જમ ઘી ચોપડી રોટલી.
શ્રીફળમાં શું હોય? દગો કરતાં શું હારે?
અધિક ગામડામાંહ, લહે કોણ પદવી ભારે?
મટે નહિ તે કોણ? પરમ દુઃખ સૌથી શું છે?
હાટિ આદ્ય ને અંત, તહાં જે નામ રહ્યું છે;
વાચા અવિચળ એ દેવ છે, રાખી રહેમ નજર રહે;
દન દનપર આદિવર્ણપર, મધ્યવર્ણ કવિજન કહે.

---

## મૈત્રી.

(છપ્પા)

પંડિત મિત્રો મળે વદે, મુખ મધુરી વાણી,
પ્રથમ કરી પરણામ, પાય ગંગાજળ પાણી;
પછી માન સન્માન, આપી કુશળતા પૂછે,
કહે પછી કરજોડી, આગમન કારણ શું છે?

કરી જ્ઞાન વાત ચિત શાંત થઈ, સ્નેહ સાહિત જુદા પડે;
મન મગ્ન રહે મિત્રાઇમાં, પંડિતની પ્રીતિવડે.

---

## વિચારીને બોલવા વિષે.

( ઉપેંદ્રવજ્રા )

સુવાકયથી સ્નેહ સદૈવ વાધે, કુવાકયથી કલેશ હમેશ લાધે;
અરે કરો એક વિવેક આણી, વિચારીને યાર ઉચાર વાણી.
સુવાકયથી વિશ્વ બધું વખાણે, કુવાકયથી કીર્તિ જનો ન જાણે;
પડે ચડે જીભ વડેજ પ્રાણી, વિચારીને યાર ઉચાર વાણી.
પ્રજા જુઓ પોપટ ઘેર પાળે સુખે સુઈ ઘૂડ શકે ન માળે;
ઉચારનું કારણ એજ જાણી, વિચારીને યાર ઉચાર વાણી.
ભલી જીભે ભાઈ ભલાઈ તોલે, બુરી જીભે લોક બુરાઈ બોલે;
ગરીબ કે રાજકુમાર રાણી, વિચારીને યાર ઉચાર વાણી.
સુવાકયથી દુધ દહીં ઘી દેશે, અમૂલ્યનું મૂલ લગાર લેશે;
કુવાકયથી પાય પળી ન પાણી, વિચારીને યાર ઉચાર વાણી.
મુખેથી રે માનવી વેણ મૂકયું, ફરીથી તો તે ન ગળાય થુકયું;
વિમાસશો એવી હશેજ હાની, વિચારીને યાર ઉચાર વાણી.
છરાતણો છેદ ઉપાય સુઝે, કુવાકયનો કાપ કદી ન રૂઝે;
ન કાચની કોડી મટેજ કાણી, વિચારીને યાર ઉચાર વાણી.
ભલો બુરો તોપ તણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો;
કહો તમે કેમ શકાય તાણી, વિચારીને યાર ઉચાર વાણી.

( દોહરા )

વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;
ભાર તોલ તો જનભલા, રાખે દલપતરામ.

---

# કહેવતો.*

અક્કલને ઓથમીર, મંગાવી ભાજી તો લઈ આવ્યો કોથમીર.

અજાણી વાતમાં માથું ન મારવું.

અજાણ્યે રસ્તે જવું નહિ, અજાણ્યું ફળ ખાવું નહિ.

જે રીતે આવે તે રીતે જાય.

ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં.

અણધાર્યું આગળ થાય અને વિચાર્યું વાએ જાય.

અતિ લોભ તે પાપનું મૂળ.

અતિશય લાડથી છોકરૂં બગડે.

અન્ન તેવા ઓડકાર.

મદે મુઆ છે મોટા.

અલ્પજ્ઞાન અતિ હાણ.

જંગલમાં મંગલ કરે.

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે.

ઉતાવળા સો બાવરા, ધીરા છો ગંભીર.

ઉંટનાં અઢારે વાંકા.

પહેલું સુખ તે જાતે નર્યા. એક મરણીઓ સોને ભારે પડે.

ઉંદર બિલાડીનો મેળ. ઝાઝી કીડીઓ સાપને તાણે.

કડી લેતાં પાટણ ગયું. ( આંબુ લેતા જાંબુ ગયું )

કાકા મટીને ભત્રીજા થવું. કોણ કહે છે રાંપીનો ઘા.

---

* શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના ઉપયોગ માટેની ગુજરાતી કવિતા જોયા પછી અમને પણ આ પ્રકરણ ઉમેરવાનું મન થયું છે.

મંત્રી.

ૐ

# કવિ–વાણી.

## ભાગ ૧ લો.

## અનુક્રમણિકા.


| પાનું | વિષય | | ક્યાંથી. | |
|---|---|---|---|---|
| ૯ | ઈશ્વર સ્તવન | | દલપત–કાવ્ય | ભાગ ૧. |
| ૯ | ભાષા પ્રીતિ | | ,, | ,, |
| ૯ | સૂર્યોદય | | ,, | ,, |
| ૧૦ | વનનો દેખાવ | | ,, | ,, |
| ૧૧ | ચંદ્રોદય | | ,, | ,, |
| ૧૨ | ઋતુ વર્ણન | (ગ્રીષ્મ) | ,, | ,, |
| ૧૩ | ,, | વર્ષાદ આવવાનાં ચિન્હો | ,, | ,, |
| ૧૩ | ,, | મેઘરાયની ચઢાઈ | ,, | ,, |
| ૧૪ | ,, | ( શરદ ) | ,, | ,, |
| ૧૫ | ,, | (દિવાળી) | ,, | ,, |
| ૧૬ | ,, | (શિશિર) | ,, | ,, |
| ૧૬ | ,, | ( વસંત ) | ,, | ,, |
| ૧૭ | સમાનતા | | ,, | ,, |
| ૧૭ | પોતે પોતાનું કરી લેવા વિષે | | ,, | ,, |
| ૧૮ | સમુદ્રના દોષ | | ,, | ,, |
| ૧૯ | સંતોષ | | ,, | ,, |
| ૨૧ | બાગનું વર્ણન | | ,, | ,, |
| ૨૨ | સ્વદેશની મમતા | | ,, | ,, |

| પાનું | વિષય | ક્યાંથી | |
|---|---|---|---|
| ૨૪ | સ્વદેશાભિમાન | દલપત કાવ્ય ભાગ ૨. | |
| ૨૫ | ગરબી | ,, | ,, |
| ૨૬ | દેખાદેખી | ,, | ,, |
| ૨૬ | વિદ્યા મહિમા | ,, | ,, |
| ૨૭ | નિબંધ લેખન | ,, | ,, |
| ૨૮ | દેશાટન | ,, | ,, |
| ૨૯ | મોટા માણસ | ,, | ,, |
| ૨૯ | શૂરવીર કોણ | ,, | ,, |
| ૩૧ | હિંમત | ,, | ,, |
| ૩૧ | લાંચ | ,, | ,, |
| ૩૨ | દુઃખ | ,, | ,, |
| ૩૩ | કરકસર | ,, | ,, |
| ૩૩ | ભાઈ | ,, | ,, |
| ૩૫ | ગોવિંદની ગતિ ન્યારી | ,, | ,, |
| ૩૬ | ઘરબાર | જન્મ—લલિત | |
| ૩૭ | બાલકોનું બલ | ,, | ,, |
| ૩૮ | હિંદુસ્તાનની ચીજો | (દ. કા. ૨.) | |
| ૩૯ | અમારો દેશ | ખબરદાર | |
| ૪૦ | પદ | ભોજો ભગત | |
| ૪૧ | સવાલ | શામળ ભટ્ટ | |
| ૪૧ | જયસ્વદેશ જયસ્વરાજ્ય | જન્મ-લલિત | |
| ૪૨ | યત્ન રત્ન | મલબારી | |
| ૪૩ | વર્ણન | (દ. કા. ૨) | |
| ૪૩ | ભોજન | ,, | ,, |
| ૪૪ | ઘડીક આનંદ | ,, | ,, |
| ૪૪ | મૈત્રી | ,, | ,, |
| ૪૫ | વિચારીને બોલવા વિષે | ,, | ,, |


---

ૐ

# શ્રી વીલે પારલે સાહિત્ય સભા.

**ઉદ્દેશો.**

સાહિત્ય સેવા.
કેળવણીનો પ્રચાર.
વકૃત્વશક્તિની ખીલવણી.
ઐક્યની વૃદ્ધિ.
ગરીબને સહાય.
ભ્રાતૃભાવની અભિવૃદ્ધિ.

---

**સભાના મુરબ્બીઓ:—**

રા. રા. જે. કે. તારાચંદ બેરીસ્ટર.
ડૉ. એમ. બી. વેલંકર.

**સભાના જીવન પર્યંતના સન્માનિત સભ્યો.**

કવિશ્રી જન્મશંકર મહાશંકર બુચ (લલિત).
રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ.

---

**મંગાવો.**

| | રૂ. આ. |
|---|---|
| રસ ઝરણાં—પુષ્પ ૧ લું. ( મુંબાઇની મ્યુનીસીપલ નિશાળો માટે ઇનામી પુસ્તક તરીકે મંજુર થયેલ. ) | ૦—૬ |
| વિદ્યાર્થી માટે | ૦—૪ |
| દલપત કાવ્ય વાનગી ( પુષ્પ ૨ જું ) (થોડીક નકલો) | ૨ |
| કવિ-વાણી ભા. ૧. ( પુષ્પ ૩ જું ) | ૦—૩ |
| વિદ્યાર્થી માટે | ૦—૨ |
| સભાના સભ્ય માટે | ૦—૨ |